સતગુરૂ મોક્ષમંદીર પ્રતાપ

મા. શ્રી વિદ્યાનંદજી માહારાજ પાસે ગવાતાં ભજન.

# લવાર ભક્તની પ્રસિદ્ધ

— કરેલી —

# ભક્તોની વાણી.

## ભાગ ૨ જો.





છપાવી પ્રસિદ્ધ કરનાર:

**પંચાલ ઉર્ફે લવાર પરસોતમદાસ બલાખીદાસ**

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—અમદાવાદ.

આવૃત્તિ ત્રીજી — પ્રત ૫૦૦૦

મીતી વિક્રમ સંવત ૧૯૮૪.

કીંમત રૂ. ૦-૧-૦

સદ્દગુરૂએ નમઃ

સંસારના આ ધામમાં વીસરામ છે
ઘડી ચાર નો, ઉંચો ન આવે કામથી
આરામ નહી પળવારનો, નીદ્રા અને આળસ તજી
જોતા નથી ક્યાં જાગીને, [illegible]ઈ જશો કહો ક્યાં કહો
જમદુત આગળ ભાગીને.

---

આજ કાલ કાળીઓ આવશેરે, તારે કોણ ઉગારશે.
માર મુશળના મારશેરે, તારે કોણ ઉગારશે
ફાટી આંખે જોશો રે, તારે કોણ ઉગારશે.
પહેરેલાં લુગડાં ચુંથશો રે, તારે કોણ ઉગારશે.
માટે પ્રભુને રીઝવો રે તો, તેજ ઉગારશે.

તા. ક.—આ ચોપડીમાં જે ભજન છે તેનો કોઇ ભજનનો રાગ ના બેસતો હોય તો અમે ગાઇ સંભળાવીશું. દર અજવાળી ચૌદસથી વદી ૪ સુધી ડાકોરમાં.

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

૧ જીવનની એક ક્ષણ કરોડો સોના મ્હોરોથી પણ ખરીદી શકાતી નથી. તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઇ નુકસાની છે.

૨ જ્ઞાન અને વીવેક ખરી આંખ્યો છે. એના વિના માણસ છતી આંખે આંધળો છે. તે ખાડામાં પડે એમાં નવાઇ શું.

૩ જો તમારે મોટા થવું હોય તો પરથમ નાના બનો. ઉંડો પાયો નાંખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૪ મોટાઇનું માપ ઉમરથી કે શ્રીમંતાઈથી નહી. પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૫ તલવારની કીમત મ્યાનથી નહી. પણ ધારથી થાય છે. તેમ માણસની કીમત ધનથી નહી પણ સદ આચારથી થાય છે.

૬ વેહેર લેવું એ હલકઇનુ કામ છે, તારે ક્ષમા કરવી એ મોટાઈનું કામ છે. વ્રક્ષો પથ્થર મારનારને પણ ફળ આપે છે.

૭ વરસાદ માગ્યા વગર વરસે છે. તેમ સજ્જનો માગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૮ મોટી પદવીએ ચડયા પછી ગરીબોના ઉપર દયા ના રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કાંઈ શીંગડા ઉગતા નથી.

૯ નદીનુ પાણી અસલ સમુદ્રમાં ભળે છે. તેમ દાન આપનારની દોલત પાછી બ્યાજ શીખે દાતાને જ મળે છે.

૧૦ સીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે તે સુખ બીજુ કોઇ પણ ચીજમાં મળતું નથી.



# અનુક્રમણિકા.

# આ ફોટો લવાર ભક્તનો છે.



આ ફોટો ચોપડીઓવાળા લવાર ભક્તનો છે. તે અજાણ્યા માણુસને ભજનનો રાગ ના બેસતો હોય તેને ઓળખાણુ માટે મુકયો છે. અથવા ઘણા માણસો મને માહાતમા અથવા બ્રાહ્મણ જાણીને મને પગે લાગતા હતા તેથી મુકયો છે. પણ હું તો સર્વનો દાસ છું. આ ચોપડીઓમાં કાંઇ ભુલચુક હોય તો માફ કરજો.

સદ્‌ગુરૂ મોક્ષમંદીર.

## લવાર ભક્તની પ્રસિદ્ધ કરેલી

# ભકતોની વાણી.

---

## ભાગ ૨ જો.

---

### ભજન ૧

દિલાદે ભીખ દરશનકી પ્રભુ તેરા ભીખારી હું,
ચલાકર દુર દેશનસે તેરે દરબાર મેં આયા;
ખડા હું દ્વારપે દીલમે તેરી આશાકા ધારી હું. દીલાદે.
ફીર્યા સંસાર ચક્કર મેં ભટકતા રાત દીન વીરથા.
વિના દીદાર કે તેરે હમેશાં મેં દુખારી હું. દીલાદે.
તુહી માતા પીતા બંધુ તુહી મેરા સાહાયક હે,
તેરે દાસોકે દાસકે ચરણુકા સેવકારી હું. દીલાદે.
મેરા હું પાપ દોસનસે ક્ષમા કર ભુલ કો મેરી,
ઓ બ્રહ્માનંદ સુણુ વીનતી સરણુમેં મેં તુમારી હું. દીલાદે.

---

## ભજન ૨

સદગુરૂ સંગે રહીએ રંગે આનંદ વાધે અંગે,
પુરણુ પ્રેમ તરંગે, પ્રભુને નીહાળીએ રે–(સદગુરૂ.)
નયણે નીરખુ હૈડે હરખું, નહિ શામળીઆના સરખુ,
અલબેલા વાલા સુઅંતર ટાળીએ રે. સદગુરૂ.
આનંદકારી અખંડ વીહારી, ગોપીવર ગીરધારી,
હું બલીહારી વારી તારા નામને રે. સદગુરૂ.
જ્યાં જોવું ત્યાં તે તો એવો, અકળ સરૂપી એવો,
સ્નેહ ધરીને સેવો સુંદીરશામને રે. સદગુરૂ.
રમતા રામ નીરંતર એવો, હું મારાને નિશ્ચે તારો.
પ્રીતમ પ્રેમે પાળો નાતો નેહનો રે. સદગુરૂ.

---

## ભજન ૩

ભજ મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી;
જેની સંગે રહ્યો રંગ રેલી, તે મુકશે તને હડસેલી. ભજ૦
નહી રહે નાણાની ઠેલી ઘરબાર હાટ હવેલી;
આવ્યો ત્યારે શું લાવ્યો, શું સાથમાં લઇ જાશો. ભજ૦
આવ્યાતા પુન્યી લઈને, જાશો ખાલી થઇને;
કહે દાસ પરસોતમભાઈ, તું ભજી લે ગોવીંદ ભાઇ. ભજ૦

---

## ભજન ૪

ભુતળ ભક્તિ પદારથ મોટુ બ્રહ્મલોકમાં નાહીરે
પુન્ય કરીને અમરાપુરી પામ્યા અંતે ચોરાસી માંહીરે. ભુતળ
હરિના જનતો મુક્તિ નામાગે, માગે જનમોજનમ અવતારારે
નીત્ય સેવા નીત્ય કીરતંન ઓછવ; નીરખવા નંદકુમારરે. ભુત
ભરતખંડ ભુતળમાં જનમી, જેણેરે ગોવીંદના ગુણ ગાયારે
ધનધન એની માત પીતાને, સફળ કરી એણે કાયારે. ભુતળ
ધન વંદ્રાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસીરે
અષ્ટમા સીધ્ધી આંગણીયરે ઉભી, મુક્તિ છે એની દાસીરે.ભુતળ
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે
કંઈયેક જાણે વ્રજની ગોપી ભણે નરસીયો ભોગીરે. ભુતળ

---

## ભજન ૫

દોરંગા સાથે નવ બેસીએજી
એમાં પત પોતાની જાયરેજો દોરંગા.
ઘડીમાં ચડે ઘડીમાં રંગ ઉતરેજી
ઘડીમાં વેરાગી બની જાયરેજો દોરંગા.
ઘડીમાં ગુરૂ ઘડીમાં ચેલકાજી
ઘડીમાં પીર થઇને પુજાયરે જો, દોરંગા.
કામી કપટીને લોભી લાલચુજી
એતો પરને દુઃખે ન દુખાયરે જો, દોરંગા
ગુરૂ પરતાપે જીવણ બોલીયાજી
એતો નિશ્ચે ચોરાસી લઇ જાયરેજો. દોરંગા.

---

## ભજન ૬

જોર નવ કરીએરે વ્રજવાસી, મેલીદો મટુકી જવુ નાસી.
માહારા વાલા—જોર

જુમનાનો આરો વાલા શાને રોકો છો, સોછે અમારો
વાંક મારા વાલા—જોર

વંદ્રાતેવનમાં હરતાને ફરતા, ઉભાછો લાગ તપાસી
મારા વાલા—જોર

સાના માગો છો દાન મારાવાલા, એંઠા તે ગોરસ પીધા
મારા વાલા—જોર

વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે, સોલસે ગોપીને ગીરધારી
મારા વાલા—જોર

મુખે તે મોરલીધારી મારાવાલા, કાંધે કામળીયા ઓઢી
મારા વાલા—જોર

બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ, ચરણુકમળની દાસી
મારા વાલ—જોર



## ભજન-૭

મારા શામળીયાજી શેઠ (૨) તમે અમને લઇ ચાલે વૈકુંઠ ઠેઠ.
સુદામાનું સંકટ હરીયું, મુષ્ટિક તાંદુળ માટે
કરમાબાઇનો કુર જમીયા, જુગદીશ પાછલી રાતે. મારા (૧)
અહલ્યા નારી ગૌતમની પ્રભુ ચરણુ રજથી તારી.
સવરી કેરાં એઠાં બોર આરોગ્યાં ગીરધારી. મારા. (૨)
કુબજા દાસી કંસની પ્રભુ ચંદન માટે સ્થાપી
ઝેર ભરીને માસી આવી, જશોદા પદવી આપી. મારા. (૩)
દ્રૌપદી પોકારે વીઠલ, દવારકાંથી આયે
કૌરવની સભામાં હરજી ચીર લઇને ધાયે. મારા. (૪)
મીરાં ઉપર ક્રોધ કર્યો રાણાએ હરજી જ્યારે,
હેત કરીને રાધા વરે ચાંપ્યા રૂદીયા સાથે. મારા. (૫)
કર જોડી ગોપીજન કહે છે, વહાલા ના વીસારો,
અમે તમારે શરણે રહીએ, ભવસાગરથી તારો. મારા. (૬)

---

## ભજન ૮

હાંરે હરી તમે મારા ને હું તમારો,
જાણી પોતાનો મને તારો રે.... ..............હરી
આનુ તમારૂં માટે શરણેરે લેજો,
અવગુણ ના જોશો મારારે,....................હરી
મને તો વાલું હરી નામ તમારૂં,
સંસાર લાગે બધો ખારો રે...................હરી

કામ ક્રોધ મારી કેડે પડયા છે,
કુડ કપટ મારા કાઢો રે,.....................હરી
મહેર કરીને મહારાજ પધારો,
અંત સમય એક દહાડો રે.....................હરી
દાસ નારણસીંગ ગુરૂ કૃપાએ,
આવ્યાં કારજ મારાં સારોરે,...................હરી

## ભજન ૯

કોઇ મને કૃષ્ણ દેખાડોરે મધુવનમાં
કોઈ મને પ્રભુજી મીલાવોરે શ્રીગોકુળમાં
કોઈ મને રણછોડરાય મીલાવોરે શ્રી ડાકોરમાં. કોઇ મને.
મેરી મતી હેરી તેરો મરમ ન જાણે
વનમાં ફરે વાલો તનમાંરે વધુવનમાં. કોઇ મને.
સકલ વન ઢુડયાં સકલ વ્રજ ઘેર્યા
અતીસે ઉદાસી મારા તનમાંરે મધુવનમાં. કોઇ મને.
અમર ચીર પહેર્યા મેઘાડંમર ઓઢયા,
ફુલડાં વીણુંતી બાગનમાંરે મધુવનમાં. કોઇ મને.
ફાટંતા ચીર કાંઇ હાર મારા તુટયાં,
નીર ભર્યાંરે લોચનમાંરે મધુવનમાં. કોઈ મને.
સુરદાસ કહે પ્રભુ તુમારે મીલનકો,
અતીસે ઉલટ મારા તનમાંરે મધુવનમાં. કોઇ મને.

## ભજન ૧૦

આવો આવો સકળ વ્રીજનારીરે, મહારા ઘરમાં ઘેર્યા છે
ગીરધારીરે.—આવો.
જેને જોઈએ તેને કાનજી બતાવુંરે, હરીને હેતે પ્રીતેથી
નચાવુંરે.—આવો.
વેણુ વાતા ગણુને ગીત ગાતારે મારૂ માખણ ખાઇને માતારે
વાલે વાંસળી કેવી વગાડીરે,
પશુપંખીને ગોપીયો ઘેહેલી કરીરે. આવો.
એણે જોરે ગોવરધન તોળ્યોરે,
માસી મારીને કંસરાય રોળ્યોરે. આવો.
નાથ નાનાને બુદ્ધી છે મોટીરે.
મને ગોર્વીંદની ગોઠડી ગોઠીરે. આવો.

---

## ભજન ૧૧

કનઇયા તોરી બજ રહી બાસલીયાં
બાંસલીયાંરે બાંસલીયાં કનઇયા તોરી બજ રહી બાંસલીયાં,
વાહાલાને પાયે નેપુર બાજે, ઠુમક ઠુમક પાંઉ ધરેરે, કનૈયા.
દુધ ન ખાવે વહાલો દહીં ન ખાવે,
માખણ મીસરી કો બડારે ખવંચો. કનૈયા.
સાલ દુસાલા હરીકુ ધ્યાનમાં ન આવે,
કાળી કામળીયા કો બડારે ઓઢઇયો. કનૈયા.

જુમનાકે નીરે તીરે ધેનુ ચરાવે,
ગાયે કે ગોવાળ વાલો બડોરે ચરઇયો. કનૈયા.
સુરદાસ કહે પ્રભુ તુમારે મીલનકો,
બનસી બટનકો બડોરે બજાઇયો. કનૈયા.

## ભજન ૧૨

તમે મળવા તેના આવ્યા શા માટે, તમે છોરે જનમના ચોર.
મળવા આવો સુંદીર વર સામળીયા—
તમે ગોકુળ ગાયો ચારતા, તમે માગીને પીતા છાશ–મળવા૦
તમે આહીરડામાં ઉછર્યા, તમે ભરવાડના ભાણેજ–મળવા૦
તમે જમુનાના આરા રોકતા, તમે ખોબલે ઉરાડયાં નીર–મળવા૦
તમે કાળી તે કામળી ઓઢતા, સવરીનાં ખાધાં બોર–મળવા૦
તમને દાતણ દઇશુ દાડમના, દઈશુ દઈશુ તે જુમનાનીર–મળવા૦
તમને નાવણુ દઇશુ કુંડીઓ, દઈશુ દઇશુ તે ગંગાનાજળ–મળવા૦
તમને ભોજન દઇશુ લાવશી,દઇશું દઇશું સાકરીઓ કંસાર–મળવા૦
તમને મુખવાસ દઇશું સોપારી,દઈશું દઇશું કપુરીઆ પાન–મળવા૦
તમને પોઢણ દઇશુ ઢોલીયા દઈશુ દઇશુ તે ફુલની સેજ–મળવા૦
વા વાયા ને વાદર ઉલટયા ગોકુળમાં ટૌકયા મોર–મળવા૦
મહેતાનરસૈયાનો સ્વામી શામળોવાહાલે વારીરમાડ્યારાસ–મળવા૦

## ભજન ૧૩

પારણે ઝુલો હો લાલ—પારણે ઝુલો હો હાલ;
કાનુડાને પારણે ઝુલાવો હો લાલ.
માહારા લાલજીને પારણે ઝુલાવો હો લાલ.
માહારા અલબેલાને પારણે ઝુલાવો હો લાલ-પારણે૦
નટવર નાના કુવર કનઇયા,
નંદ કેરે દ્વાર પધાર્યા હો લાલ. પારણે૦
સોનાનું પારણુને રેશમની દોરી,
હરખે માહારા કાનને ઝુલાવો હો લાલ- પારણે૦
કોઇ લાવે દહીને કોઈ લાવે દુધડાં
બાલુડાને નાવણ કરાવો હો લાલ- પારણે૦
કોઈ લાવે કંકુ ને કોઇ લાવે કેશર;
બાલુડાને તીલક કરાવો હો લાલ- પારણે૦
કોઇ લાવે માખણુને કોઇ લાવે મીશરી,
બાલુડાને ગળવણ કરાવો હો લાલ- પારણે૦
ચંદ્ર સખીનો સ્વામી શામળીયો,
નંદ કેરે દ્વાર પધાર્યા હો લાલ. પારણે૦

---

## ભજન ૧૪

બાનાની પત રાખ્ય પ્રભુ તારાં બાનાની પત રાખ્ય.
બાના માટે જો દુઃખ દેશો, તો કોણુ જપે તારો જાપ. પ્રભુ.
ઝેર હતાં તે અમરીત કીધાં, રાખી મીરાંની લાજ૦ પ્રભુ.
રોહીદાસનું તમે શ્રીફળ લીધુ ના જોઈ જાત કે ભાત૦ પ્રભુ.
તાતીકઢા તમે શીતળ કીધી, સુધનવાને કાજ— પ્રભુ.
મહેતાને મંડળીક મારવા આવ્યો, તારે કેદારો લાવ્યા મધરાત
પંચાળીના તમે પટકુળ પુર્યા, રાખી સભામાં લાજ– પ્રભુ.
પ્રહલાદની તમે પ્રતીજ્ઞા પાળી, થંભમાં પુર્યો વાશ– પ્રભુ.
તુલશીના સ્વામીને કહું કરજોડી અંતરની પુરજો આશ–પ્રભુ.

---

## ભજન ૧૫

તુજ વીના મોરી કોણુ ખબર લે શ્રીગોવરધનધારીરે.
ઔરનકું તો ઔર ભરોસો, હમકુ આશા તુમારીરે, તુજ૦
મોર મુગટ પીતાંબર શોભે, કુંડલકી છબી ન્યારીરે. તુજ૦
પાણીની ઉપર પાર બંધાવી, સેન્યા તે પાર ઉતારીરે તુજ૦
ભરી સભામાં દ્રૌપદી પોકારે, લજ્જા તે રાખી મોરારીરે તુજ૦
વંદ્રા તે વનને મારગ જાતાં, મલ્યા છે મોહન મોરારીરે, તુજ૦
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,સોલસેં ગોપીમાં ગીરધારીરેતુજ૦
જુમનાકે નીરેતીરે ધેનું ચરાવે, બંસી બજાવે રંગ પ્યારીરે તુજ૦
વંદ્રા તે વનની કુંજ ગલનમાં, ખેલત રાધા નારીરે, તુજ૦
બાઈમીરાં કહે પ્રભુ ગીરધરનાગુણ ચરણકમળ બલીહારીરેતુજ૦

## ભજન ૧૬

જે દુઃખ થાય તે થાજો રૂડા રામને ભજતાં (ટેક)
પિંડ પડે તો પડવા દેજો, જીવ જાય તો જાજો, રૂડા.
ઉંચે બાંધીને તળે અગ્નિ પ્રજાળે, માર મુશળના ખાજો, રૂડા.
લોક નિંદે તેને નીંદવા દેજો, રાજા દંડે તો દંડાજો, રૂડા.
હરીજનોને દાસ રણછોડ કેહે છે, ગુણ તો ગોવિંદના ગાજો, રૂડા.

---

## ભજન ૧૭

ગોકુળ વહેલા પધારજોરે.
મથુરા જાવો તો માહરા સમ હો લાલ
ગોકુળ વહેલા પધારજોરે.
રથ જોડીને અકરૂડ આવીયાંરે.
એતો મને દુઃખડાંનો દેનાર હો લાલ ગોકુળ.
ઓજાય ઓજાય રથ મારા નાથનોરે,
વાંસે બેઠા હલધરવીર હો લાલ. ગોકુળ.
આગળ રાધાજી ઉભા રહયારે,
માહારા રૂદીયા ઉપર રથ ખેડો હો લાલ. ગોકુળ.
મેતા નરસઈના સ્વામી શામળોરે,
વાલે માહારે અમને રમાડયા રાસ હો લાલ, ગોકુળ.

---

## ભજન ૧૮

હરીના નામનુંરે મેતો જોને માંડયું હાટ
રામનામનું ભર્યું વસાણું જ્ઞાનનો છે ગલ્લો.
ભવસાગર છે મોટો દરીયો, પાર પડે તે ભલ્લો— હરીના.
ચીત્તનો કીધો ચોપડો ને પાર વીનાની પુંજી.
હોરવું હોય તો હોરી લેજો કસ્તુરી છે મોંઘી— હરીના.
ખરૂંજ લેશો ને ખરૂંજ દેશો ત્યારે તો તમે તરશો
કર્યાં કરમ ભોગવવાં પડશે, નહિ ચેતો તો મરશો—હરીના,
જોઈ વિચારી વેપાર કરીયે જો રળીએ તો મલીયે
દાસ દરવાકાં એમ કરી કહે છે, હરી ભજનથી તરીયે-હરીના.

---

## ભજન ૧૯

અચ્છા મેરા દીનાનાથ મેરી શુધ લેના.
મેરી શુધ લેના રામા મેરી શુધ લેના- અચ્છા૦
સોનેકા સોનૈયા નાહિ રૂપેકા રૂપૈયા નાહિ
કોડી દમડી પાસ નાહિ કહાં જાકે રેહેના- અચ્છા૦
માતા નહિ પીતા નાહિ ઔર જોડી બંધવ નાહિ
એસા કોઇ દોસ્ત નાહિ કહાં જાકે રહેના- અચ્છા૦
ખેતી નાહિ વાડી નાહિ ઓર કુચ્છ ધંધા નાહિ
ઐસા કોઈ રાજા નાહિ કહાં જાકે રહેના- અચ્છા૦
કહેતા મલુખદાસ છોડી દોં પરાઈ આશ
ગંગાકે કીનારે જાકે રામ નામ લેના— અચ્છા૦

## ભજન ૨૦

એકડે એક ભક્તિની કરવી ટેક. બંધવ બેનો.
ભક્તિ તે મુક્તિ આપશે,
બગડે બેય રણછોડની બોલો જય. બંધવ બેનો.
તગડે ત્રણ ભક્તિના લેજો પણ. બંધવ બેનો.
ચોગડે ચાર ભક્તિનો કરો વીચાર. બંધવ બેનો.
પાંચડે પાંચ ભક્તિને નહીં આંચ. બંધવ બેનો.
છગડે છય ભક્તિને નહી ભય. બંધવ બેનો.
સાતડે સાત ભક્તિની કરજો વાત. બંધવ બેનો.
આઠડે આઠ ભક્તિનો કરજો પાઠ. બંધવ બેનો.
નવડે નવ ભક્તિમાં કહાડો ભવ. બંધવ બેનો.
એકડ મીડે દશ ભક્તિએ વાધ્યો જશ. બંધવ બેનો.

---

## ભજન ૨૧

વાલાને વીલો મેલતા મારૂ માનતુ નથી મંન.
સુંદીરવર સોહામણોરે, મારા પ્રાણનો જીવણરે. વાલા.
જમના પાણી હું ગઇ ને કાંઠલે ઉભો કાન,
પાલવ સાહ્યો પાતળારે, ભુધરજી ભુલી ભાનેરે. વાલાને.
ગેરી ઘેરી એને ઘરમાં ઘાલુ ને આંગણે ઉભી રહુ,
જો ન માને જાદવોરે, જશોદાને કહું રે. વાલા.
વંદ્રાવનમાં રાસરચ્યો ને ખેલે ગોપી કાન,
નરસઇનો સ્વામી શામળોરે, રૂપનો નીધાનરે. વાલા.

---

## ભજન ૨૨

ગાજે ગાજે ગોવીંદ ગુણ નીત્ય ગાજે,
ભાઈ રામ ગાજે ક્યાં તો શામ ગાજે. ગાજે.
હાથવડે કરજે હરી સેવા,
ચરણે હરી દરસન જાજે. ગાજે.
નીત્ય નીત્ય નીરખજે નંદના ચંદને,
હરીરસ જશ સહુને પાજે. ગાજે.
શીશ નમાવજે હરી હરીજનને,
શતસંગ તીરથમાં જઇ નાહાજે. ગાજે.
સખી રાધાના સ્વામીને ભજતા,
વગર શ્રમે વઇકુંઠ જાજે. ગાજે.

---

## ભજન ૨૩

### ગરબો.

( રાગ પુનમ ચાંદની ખીલી પુરી હરીરે )

હેતે જનક પુરીમાં રામ લક્ષમણ આવીઆ રે,
સાથે વિશ્વામિત્ર ૠસીમંડળ સંગાત. હેતે.
સાખી—નગર અતિ રળીઆમણું, જેની શોભાનો નહિ પાર,
દર્શન કરવા આવીયા, હેતે નર ને નાર.
હેતે થાળ ભરીને મોતીડે વધાવીઆરે
સહુના મનમાં થાયે આનંદ અપાર હેતે૦

સાખી—રૂપ જોઇ ઘનશ્યામનું, સીતાજી લલચાય;
સ્તુતિ કરે શીવજી તણી તમે કરજો મારી સાય,
ધનુષ ભાગે તેવી શક્તિ ભોળા આપજોરે,
જેથી સરસે મારાં મન તણાં સહુ કાજ. હેતે૦

સાખી—સભા મંડળ બેઠું સહુ, જનક રાય દરબાર,
સુંદીર રૂપ જોઇ શ્યામનું સહુને હરખ અપાર.
રાજા જનકનો જાચક આવી બોલીઓરે,
સુરા ક્ષત્રી કોઇ કરો ધનુષનું કામ. હેતે૦

સાખી—વચન સુણી જાચક તણા ઉઠયો રાવણ રાય,
ધનુષ ઉપાડે હાથથી કાયા ત્યાં કચરાય.
રામે આવીને રાવણને બેઠો કર્યોરે,
કીધા ધનુષના કકડા અપરંપાર, હેતે૦

સાખી—સીતાજી ત્યાં આવીને આરોપી વરમાળ,
પુષ્પ વૃષ્ટિ દેવે કરી પરણ્યા દીન દયાળ.
સ્વામી હરીજનના સંકટ સર્વ કાપજોરે,
અરજ કરેતો સેવક કરજોડી બે હાથ. હેતે૦

---

## ભજન ૨૪

એ છે નીરાકાર સાકાર એનો કોઇ ન પામ્યા પાર (ટેક)
ઋષિયો હાર્યા મુનીયો હાર્યા, હાર્યા સંત મહંત (૨)
વેદપુરાણો પાર ન પામ્યા, એવા ઇશ અનંત- એ છે૦
સહસ્ત્ર અઠયાસી સિદ્ધ ચોરાશી, સનકાદીક સુકદેવ (૨)
ભાવ ધરીને ભજન કર્યાની, સૌને જુદી ટેવ- એ છે૦
રામ કહે કોઇ કૃષ્ણ કહે કોઇ દેવી કહે કોઇ શીવ (૨)
જેવુ જેનાં ગુરૂએ ગાયું, તે માને તે જીવ- એ છે૦
મંન્ત્ર તમારા ગુરૂ તમારા શાસ્ત્ર અને વળી શેવ (૨)
જ્યાં ફાવે ત્યાં પાપ તજીને, ભજજો જગના દેવ- એ છે૦

---

## ભજન ૨૫

ઘડપણમાં ગોવિંદ ગાશું ગુરૂરાજ;
અમે ઘડપણમાં ગોવિંદ ગાશું;
અમને હમણા નથી નવરાશું. ગુરૂ૦ ૧

ગુરૂ જ્ઞાન અમે સાંભળ્યું તમારૂં,
મુક્તપુરીનું બતાવો છો બારૂં;
પણ અમારે કર્મે ચોટયું કારભારૂં. ગુરૂ૦ ૨

અમે મોટા કહેવાઇએ વેપારી,
રાત દીવસ કરવી મગજમારી;
કથા કયારે સાંભળીયે તમારી. ગુરૂ૦ ૩

અમારે ઘેર છે ઝાઝું દુઝાણું,
નિત્ય સાચવવું સગાઓનું ભાણું;
પ્રભુ રસની વાતો ક્યાંથી જાણું. ગુરૂ૦ ૪
હજી બાંધવા છે બારસો માળા;
હજી થાવું હજાર મીલવાળા;
ક્યાંથી ફેરવીએ તમારી માળા. ગુરૂ૦ ૫
સાઠ લાખની પુંજીમાં શું કરીએ,
ક્રોડ અબજ ત્રીજોરીમાં ભરીયે;
પછી નાતમાં મોટેરા થઈ ફરીયે. ગુરૂ૦ ૬
પાંચ દીકરા વીલાયત ગયા છે,
વહુ દીકરીને કજીયા થયા છે;
એવા ઘરમાં ધમરોળ મચ્યા છે. ગુરૂ૦ ૭
રાંડો કરમે નીકળી કજીયાળી;
વળી ગામમાં સાળા ને સાળી;
નિત્ય મનાવવી પડે ભમરાળી, ગુરૂ૦ ૮
સાઠ વરસની ઉંમર થઇ અમારી,
તે શું આંખમાં આવે છે તમારી;
હજી પરણવી છે નવલી નારી. ગુરૂ૦ ૯
સર નાઈટનાં ખીતાબો લઈશું,
વાઈસરાયને આવકારો દઈશું;
પછી ઠાઠડીયે ભેગા થઈશું. ગુરૂ૦ ૧૦

---

## ભજન ૨૬

વહાલારે સંતને જય જય સીતારામ,
હાંહાંરે મારાં હાલતી વેળાના રામ રામ
હાહાંરે માહારા સર્વે સંતોને રામ રામ—વહાલા૦
ક્યાં થકી આવ્યા ને ક્યાં તમે જાસો (૨)
હાંરે તમે ક્યાં રે કરશો વિશ્રામ—વાહાલા૦
સતસંગ કરવો ને ભવ સાગર તરવો (૨)
હારે કાયા પડીયલ પીપળપાન—વહાલા૦
રૂદીયામાં રાખુ ને ઘડી ના વિસારૂ (૨)
હાંરે મારે જુગના જીવણ સાથે કામ—વહાલા૦
સતસંગમાં એક હંસ બીરાજે (૨)
હાંરે જીવને હોય રે આગળની ઓળખાણ—વહાલા૦
દાસ જીવણ* સંતો ભીમ કેરે ચરણે
હારે આપડે જાવું છે, વઈકુંઠ ધામ—વહાલા૦

---

## ભજન ૨૭

ઉપાડી ગાંસડી વેઠનીરે કેમ નાંખી દેવાય,
છેરે રણછોડરાય શેઠની રે કેમ નાંખી દેવાય.
શેઠ છે આપડા દેશનોરે કેમ નાંખી દેવાય. ઉપાડી૦
જીણી જીણી રેતડીમાં પગ તપે છે,
લુ વાય છે જેઠ માસનીરે કેમ નાંખી દેવાય. ઉપાડી૦

અણુવટ બોલવું ને અણુવટ ચાલવું.
સુરતા લાગી ઠેઠા ઠેઠનીરે કેમ નાંખી દેવાય. ઉપાડી૦
કુટુંબ કબીલા ને કુડી કુડી માયા;
મેલને માથાકુટનીરે કેમ નાંખી દેવાય. ઉપાડી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ;
ચરણકમળ ચીતા ચેતનીરે કેમ નાંખી દેવાય. ઉપાડી૦

---

## ભજન ૨૮

નહીરે ટકેરે તનડો નહીરે ટકે, છે આ પાણીના પર પોટો
તનડો નહીરે ટકે, (ટેક)
કાચી આ કાયા માયા જેવી તેવી છાયારે
મધુ પાન પીને તુંતો મમતા બકે, છે આ પાણીનો
આશાની બાજી માંડી સ્નેહના સોગટારે
પ્રપંચના પાશા ઉંધા પડયા સુછ કે. છે આ પાણીનો
જેવી આકરણી તેવી પાર ઉતરણીરે
એવો ડર માથે રાખી હરિને હકે. છે આ પાણીનો
આવ્યો આ અવસર અમીધરજી કેવે કાજે
પ્રભુ ઉરમાં રાખી કાળને મારોને ધકે છે આ પાણીનો

---

## ભજન ૨૯

પંખીવિના કોણુ માહાલેરે આ પંખીવિના કોણુ મહાલેરે
આ પાંજરીયામાં પંખી વિના કોણુ માહાલે
કાયા પાંજરીયું તારૂં નથી કાયમ રહેનારૂં
ન જાણીશ પડશે આજકે કાલેરે આ પાંજરીયાં
જબ જાશે હંસા ઉડી, પડી રહેશે માયા મુડી
જમડા આવીને ટોટો ઝાલેરે. આ પાંજરીયાં
વેપારી ઉઠીને ચાલ્યો હાટ મુકીને હાલ્યો
આ હીસાબ કોઇનો કોઇએ ના આપ્યોરે- આ પાંજરીયાં
ધમણુ પડી ગઈ છાની, અંદર અગ્નિ ઓલાણી
કોહોડો મુકીને લુંવાર ચાલ્યોરે. આ પાંજરીયામાં૦
પરણીને આવી વેહેલી, ચહે લગી સગા સંબંધી
ક્યા પાંજરીઉ ખોળી બાળેરે. આ પાંજરીયામાં૦
પીંજર સાંકળચંદ ગાવે, ભજીલેને પ્રભુને ભાવે;
આવાગમન મટી જાવેરે. આ પાંજરીયામાં૦

---

## ભજન ૩૦

અવસર આવ્યો છે રે ભાગીયા, સમજીને ડાહ્યા હતા તે
જાગીયા
હરી રસ હેતે પીવાને લાગીયા, ભવના બંધન તેના
ભાગીયા૦ અવસર૦

અલ્યા માયા મદીરાના કેફમાંરે લોલ, તારો જીવડો ઝોલા
ખાયજો૰ અવસર
મળ્યો મનુશ્યા દેહ મોગો મણીરે લોલ, અલ્યાકાત્યું
મેળવ્યું ધુળજો૰ અવસર,
તે કર્મ કર્યાતે બહું ભાતનારે લોલ, અલ્યા દુરમતી દમડાને
માટજો૰ અવસર,
જ્યારે દરશન થાસે જમરાજનારે લોલ, તારી થરથર
કંપસે કાયજો૰ અવસર૰
જ્યારે પાના નીકળશે તારા પાપનારે લોલ લેસે પળ પળના
હીસાબજો. અવસર૰
શ્રી દ્વારકેસલાલ એવું કહેરે લોલ, અલ્યા સોમા નવાણુંની
ભુલજો, અવસર

---

## ભજન ૩૧

મહારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું,
જુનું તો થયુંરે પીંજર પડયુંતો રહ્યું રે. માહારો૰
કુડી કુડી કાયા રામા જુઠી જુઠી માયારે.
કુડા તો દીલાસા અમને દઇ તો ગયો. માહારો૰
આરે કાયાની સાથે પ્રીતો બંધાણી રામા;
પડી ગયાં દાંત રેખુ પડયું તો રહ્યુ રે, માહારો૰
કાયાનો ગઢ હંસા ડોલવાને લાગ્યોરે;
ઉડી ગયો હંસ પીંજર પડયું તો રહ્યું માહારો૰

બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા;
ભજન વીના તો આયુષ્ય એળે તો ગયું. માહારો૦

---

## ભજન ૩૧

હાથ ચક્ર ત્રિશુળ બીરાજે અલેક જગાવુ તેરી નગરીમાં
શ્રીકૃષ્ણના દરશન કારણ આવ્યા સદાશીવ ગોકુલમે
મંદીર બેઠી જસોદા મૈયા અવાજ સુણીયા કાનુમે.
થાળ ભરી કંચન સોલાવ્યા લીયો જોગેસ્વર ઝોળીમે,
ચાર ખુટકા સોના રૂપા ભર્યા હેમાઇ મેરી ઝોળીમે,
શીવજી કહે માઇ હમ નહી લેવે–લઈ જાવો અપને ઘરમે
અમ જોગેસ્વર વનકા વાશી આયે દરશન કારણકુ
તેરા બાલકકા દરશન કરકે ફેર જાવું મેરે બનકુ,
તમારા સરૂપ હે કાલા પીળા સુરજ જેસી બાદલકી
મેરા બાલક તો કલકા જનમ્યા નજર લગે કોઇ સખીયનકી
ચાંદા સુરજ નવલખ તારા ભજન કરે તેરા બાલકકા
એ બાલક તો સબકુ ડરાવે એ બાલક નહી ડરનેકા
મનમેં સમજી ચલી જશોદા લઈ આવ્યા શ્રીકૃષ્ણકુ.
દોનુ નજર જ્યાં હુઇ એક ત્યાં, શીશ નમાવ્યાં શંકરકુ
ચરણ ધોઈ ચરણામૃત લીધા, સંગીનાદ બજાયા હે,
ચઉદ ભુવનકા નાથ શ્રીકૃષ્ણ સફલ જનમ માયી તેરા હે

---

## ભજન ૩૨

અમને ચાકર રાખોજી અમને ચાકર રાખોજી.
શામળીયા ગીરધારી લાલ ચાકર રાખોજી,
હજુરી ચાકર રહીશુ જી, હજુરી ચાકર રહીશું જી.
મોહન મોરલી વાળા બાપ ચાકર રહીશુ જી.
ચાકરીમાં સમરણ માગુ, દરશન માગુ ખરચી
ભાવ ભક્તિ જાગેરી માગુ, ચારે વાતો સરખી. અમને.
જપ કરવાને બ્રાહ્મણ સરજ્યા તપ કરવા સન્યાસી
ભજન કરવા સંત સરજ્યા—વંદ્રાવનના વાશી. અમને.
રાઠોડા ઘેર દીકરીને રાણાજી ઘેરનાર
શામળીયા તોરે કારણમેં મેંતો છોડ દીયો સંસાર. અમને.
ચાકર રહીશુ ને બાગ બનાવશું નીત્ય નીત્ય સેવા કરશું
બાઈ મીરા કહે ગીરધરલાલા રાધે ગોવીદ ગઇશું.

---

## ભજન ૩૩

થવાનુ ના થવાનુ કહે જગતમાં કોણ હેવો છે.
ન જાણ્યું જાનકી નાથે સહવારે શું થવાનું છે.
સહવારે શુ થવાનુ છે સહવારે શું થવાનુ છે

હતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે
ન જાણ્યું જ્ઞાની ગઉતમે સહુવારે શુ થવાનુ છે.
હતા કૌરવ અને પાંડવ જગતમાં મહાબળી જોદ્ધા.
ન જાણ્યું ભીસ્મ જેવાએ સહુવારે શુ થવાનુ છે.
રમ્યા જુગટુ સહુ સાથે વીભુતી સહુ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શુ થવાનુ છે,
દક્ષકે યજ્ઞમેં જાકર તજી જબ દેહ સતીને.
ન જાણ્યું ભોળા શંભુયે સહુવારે શુ થવાનુ છે.

---

## ભજન ૩૪

મન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા
પુછી જોને તું પંડીત પુરાણારે કોઇના અમર છે લેખ લખાયા
કાચી છે કાયા આ જુઠી છે માયાને માટીના ખેલ બનાયા
શાણા હતા તે સમજીને બેઠા, બાલક બીચારા લપટાયારે-જરી.
લાખોની પાંખો ગઈ છે પીખાઇ જેની મુશ પર લીંબુ ઠરાયા
કાળના કોહાડેથી કોણ બચ્યું છે રંક હોય ભલે રાયારે-જરી.
સંધ્યાના જેવા રંગ સોનેરીને વંઝાયે લાડ લડાવ્યા.
જોબનને ધનતંન એવાં સમજવાં પાણીમાંના પરપોટારે-જરી.

---

## ભજન ૩૫

ઈતના તુ કરના સ્વામી, જબ પ્રાણ તનશે નિકલે.
ગોવીંદ **નામ** લેકર—પીર પ્રાણ તનશે નીકલે.
શ્રી ગંગાજીકા તટ હો—યા જુમનાજીકા બટ હો,
મેરે સાવરા નીકટ હે— જબ૦
શ્રી વંદ્રાવનકા સ્થલ હો-મેરે મુખમે તુલશી દલહો.
વીષ્ણુ ચરણકા જલ હો— જબ૦
સનમુખ શામ ખડા હો, બંસીકા સ્વર ભર્યા હો;
તીરછા ચરણ ધર્યા હો— જબ૦
સીરસોહના મુકુટ હો મુખડેપે કાલી લટ હો;
યેહી ધ્યાન મેરે ઘટહો— જબ૦
જબ કંઠ **પ્રાણ** આવે, કોઈ રોગ ના સતાવે,
**યમ** દરશન ના દીખાવે. જબ૦
મેરા પ્રાણ નીકલે સુખસે, તેરાં નામ નીકલે મુખસે;
બચ જાઉં ઘોર દુખસે. જબ૦
ઉસ વક્ત જલ્દી આના, નહી શ્યામ ભુલ જાના;
બનસીકી ધુન સુનાના. જબ૦
યહ નેકશી અરજ હે, માનો તો કયા હરજ હે.
કુછ આપકા ફરજ હે. જબ૦
વિદ્યાનંદકી એ અરજી-ખુદ ગર્જકી હે ગરજી;
આગે તુમારી મરજી. જબ૦

## ભજન ૩૬

કરો હરીકા ભજન પ્યારે ઉમરીયાં વીત જાતી હૈ.
પુર્વ શુભ કર્મ કર આયા, મનુષ્ય તન ધરણીમે પાયા;
ફીરે વિષયોંમે ભરમાયા, મોત નહી યાદ આતી હૈ.
કરો હરી૦
બાલાપણુ ખેલમાં ખોયાં, જોબનમે કામ વશ હોયા;
બુઢાપે ખાટ પર સોયા, આશા મનકો સતાતી હૈ. કરો હરી૦
કુટુંબ પરીવાર સુત દારા, સ્વપ્ન સમ દેખ જગ સારા;
માયાને જાલ બીછાયા, નહી ઓ સંગ જાતી હૈ૦ કરો હરી૦
જો હરીકે ચરણ ચીત લાવે સો ભવસાગરકો તર જાવે
બ્રહ્માનંદ મોક્ષપદ પાવે વેદ વાણી સુણાતી હે, કરો હરી૦

---

## ભજન ૩૭

તેરી શરણ પડા મે આય નાથ મોહે દે દરશન પ્યારા,
નાથ મોહે દે દરશન પ્યારા.
ગોકુલ ઢુંઢી મથુરા ઢુંઢી બીંદ્રાબન સારા;
કાશીપુરી સકલ ફીર ઢુંઢી ઢુંઢયાં હરદ્વારા. નાથ મોહે૦
કોઇ વૈકુંઠ કૈલાસ બતાવે કોઈ સાગર પારા,
કોઈ કહે સબ જગકે ભીતર—વ્યાપક કરતારા નાથ મોહે૦
સંત બતાવે ઘટકે માંહી પરગટ ઉજીયારા;
કોઈ કહે ઓ અલખ નીરંજન સબશે હે ન્યારા, નાથ મોહે૦
ચત્રુભુજા પીતાંબર સોહીએ શીસ મુગટ ધાર્યા;
બ્રહ્માનંદ મેં દરશન પાઉ—જાવુ બલીહારી, નાથ મોહે૦

## ભજન ૩૮

તુલસી મગન ભયો રામગુણ ગાયસે
રામગુણ ગાયસે ગોપાલ ગુણ ગાયસે          તુલસી
કોઇ ચલે હાથી ઘોડા પાલખી મંગાયસે
સાધુ ચલે નંગેપગે કીડીયા બચાયશે.          તુલસી
કોઈ ઓઢે સાલ દુશાલા કામળી મંગાયસે,
સાધુ ઓઢે ભગવી કફની ભભુત લગાયસે.          તુલસી
કોઇ ખાવે સીરાપુરી લડુવા બનાયસે.
સાધુ પાવે સુકા ટુકડા ભોગ લગાયસે,          તુલસી૦
સબ કોઈ ન્યાલ ભયે કુચકંચનમે,
તુલસી ન્યાલ ભયે રામગુણ ગાયસે,          તુલસી૦

---

## ભજન ૩૯

દો દીનકા જગમેં મેળા,
સબ ચલા ચલીકા ખેલા;
કોઇ ચલા ગયા કોઇ જાવે--કોઇ ગઠડી બાંધ સીધાવે;
કોઇ ખડા તૈયાર અકેલા,          સબ ચલા૦
કર પાપ કપટ છલ માયા, ધન લાખ કરોડ કમાયા;
સંગ ચલે ન એક અધેલા.          સબ ચલા૦
સુત માત નાર પીતુ ભાઇ, કોઇ અંત સહાયક નાહી;
ક્યોં ભરે પાપકા ઠેલા.          સબ ચલા૦
યહ નાશવંત સંસારા, કર ભજન ઈસકા પ્યારા;
બ્રહ્માનંદ કહે સુણ ચેલા.          સબ ચલા૦

## ભજન ૪૦

તુમ જાય બસે મોહન મથુરા, ગોકુળ કબ આવોગે.
નાથ ગોકુળ કબ આવોગે. ટેક૦
મોર મુગટ પીતાંબર માળા ગળે પહેરાવોગે,
જમુના તટપર ગ્વાલનકે સંગ ધેનુ ચરાવોગે. નાથ૦
મીઠી ધુનસેં શામ મનોહર બેનુ બજાવોગે.
વૃન્દ્રાવનકી કુંજગલનમેં રાસ રચાવોગે. નાથ૦
છીન છીન સખીયનસેં દધીં માખણુ કબ કબ ખાવોંગે
રાધા પ્યારી શોચ કરે, મન, ફીર મીલ જાવોગે, નાથ૦
અંખીયાં તરસ રહી દરશનકો કબ દીખલાવોગે;
બ્રહ્માનંદ હમારે મનકી—આશ પુરાલોગે. નાથ૦

---

## ભજન ૪૧

હૈયાના ફુટયા હરિ સંગ હેત ન કીધું,
લખ ચોરાશી કેરૂ લગડું (૨) માથે હોરી લીધુંરે—હૈયાના.
પેટને અર્થે પાપ કરંતા પાછુ ફ્રરી નવ જોયું,
ચાર દીવસના જીવતર સારૂ (૨) મન માયાયાં મોહ્યુંરે—હે૦
જન્મમરણુ દુઃખ ગર્ભવાસનું તે નવ શકીઓ ટાળી,
માતપીતા યુવતી સુત સંગે (૨) વીસાર્યા વનમાળીરે—હે૦
આળસ અને અજ્ઞાન અતીસે કામ બગાડયું તારૂ,
દેવાનંદ કહે દેખ વીચારી (૨) માન કહ્યું તું મારૂંરે—હે૦

---

## ભજન ૪૨

ક્યા તુ લાયા ક્યા લે જાયગા, વિના દીયે કુછ મીલતા હે,
દીયા લીયા તેરે સંગ ચલેગા, આગે ધર્મ તુમેરાં હે;
હરી નામકા સુમરણુ કર લે, દેને વાલા દાતા હે—ક્યા તુ.
મટી ચુન ચુન મહેલ બનાયા, મુરખ કહે ઘર મેરા હે,
ના ઘર તેરા ના ઘર મેરા, એક દીન જંગલ સોના હે—ક્યા૦
કોડી કર કર માયા જોડી, જોડ જમીન પે ધરતા હે,
જેસી જીસકી કીસમત બાવા, એસા ઉનકુ મીલતા હે—ક્યા૦
કોઈ દીન ચડના હાથી ઘોડા, કોઈ દીન મલમલ ખાસા હે,
કોઈ દીન ઓઢના પતલીસી કમલી, કોઈ દીન જંગલ બાસા હે-ક્યા૦
એસી ભોમકા તંબુ બનાયા, જમી કુલીશે ભારી હે,
ચાંદા સુરજ દોઉમીજલ બનાયા, તેરી કુદરત ન્યારી હે—ક્યા૦
કહેત કબીરા સુનો ભાઈ સાધુ; તેરી કુદરત ન્યારી હે—ક્યા૦

---

## ભજન ૪૩

મારૂ મન મોહ્યું, વાસલડીને શબ્દે કાનડ કાળા,
હું તો ઘેલી થઈ, ઘરમાં નથી ગમતું મારા વાલા
એતો વંનમાં જયારે વાગે છે, મને બાણુ સરીખુ લાગે છે.
એનો શબ્દ ગગનમાં ગાજે છે. મારૂ મન
એ અધર ઉપર વાગે છે, સુણી અંતર મારૂ દાઝે છે,
મુને વેહની વેદના જાગે છે. મારૂ મન.
એને તપની સાધન કીધી છે, વળી કૃષ્ણુ કૃપાસીદ્ધ કીધી છે.
દયા પ્રીતમે કર લીધી છે. મારૂ મન.

## જયશ્રીકૃષ્ણ

## સ્વામીશ્રી વિદ્યાનંદજીની બનાવેલી સાખીઓ તથા પદ.

ધન જોબનીયું જાયગે, જેસે ઉડત કપુર;
મન મુરખ ગોપાલ ભજ, કયોં ચાટત જગધુર— શ્રીમન.

એક બાત એકાંતમે સુન લો જગદાધાર;
તોરે મેરે કર્મ તો પ્રભુ કા કયા ઉપકાર— શ્રીમન.

તીન ટુક કોપીનકે, અરૂ ભાજી બીન લુણ;
તુલસી રઘુવીર ઉર બસે, ઇંદ્ર બાપડો કોણ— શ્રીમન.

ગોધન ગજ ધન બાજી ધન ઓર રતન ધન ખાન;
જો આવે સંતોપ ધન, સબ ધન ધુલ સમાન— શ્રીમન.

સંત સમાગમ હરીકથા, તુલસી દુર્લભ હોય;
દારા સુત અરૂ લક્ષમી, પાપી હું કે ઘર હોય— શ્રીમન.

જાકે રાખે સાંઇયા, મારી શકે નહી કોય;
બાલ ન બાંકો કરી શકે, જો જગ વેરી હોય— શ્રીમન.

કામ ક્રોધ મદ લોભકા, જબ લગ મનમે ખાન;
કયા પંડીત કયા મુરખ, દોનો એક સમાન— શ્રીમન.

રામ નામમેં આળસુ, ભોજનમે હુશીઆર;
તુલસી એસે જીવકો, વારવાર ધિકાર— શ્રીમન.

કૃષ્ણ પ્રભુ કે નામપર, ત્યાગા ધન અરૂ ધામ;
આવેંગે વે નિશ્ચય હી, અંત સમય પર કામ— શ્રીમન.



# વ્હાલા હરિજનોને વિનંતી.

## અમારે ગાવાની ચોપડીઓ નીચે મુજબ તૈયાર છે.

| | |
|---|---|
| ભક્તોની વાણી ભાગ ૧ લો... | .... રૂ. ૦-૧-૦ |
| ભક્તોની વાણી ભાગ ૨ જો.... | .... રૂ. ૦-૧-૦ |
| ભકતોની વાણી ભાગ ૩ જો... | ... રૂ. ૦-૧-૦ |
| ભક્તોની વાણી ભાગ ૪ થો.... | .... રૂ. ૦-૧-૦ |
| પહેલો તથા બીજો-બે ભાગ ભેગા | .... રૂ. ૦-૨-૦ |
| <u>ચાર ભાગ ભેગા</u> ... ... | .... રૂ. ૦-૪-૦ |
| આરતીઓ, થાળો, હોળીઓ તથા પરભાતીયાં તથા રાજીઆ .... | .... રૂ. ૦-૧-૦ |

મળવાનું ઠેકાણું:—

**લવાર પરસોતમદાસ બલાખીદાસ.**

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—**અમદાવાદ**

બીજું ઠેકાણું:-**રીચીરોડ લક્ષ્મિવિલાસ હોટલની સામે ઘડીયાળી કાલીદાસ ગીરધરની દુકાને—અમદાવાદ.**

હર પુનમે ડાકોરમાં રણછોડજીના મંદીરમાં મળશે તથા જે ભજનનો રાગ ના બેસતો હોય તો મંદીરમાં ભગત ચોપડીઓ લઈને બેસે છે, તેમને પુછવાથી બતાવશે.

ડાકોરના બજારમાં બુકસેલર **દવે પ્રાણશંકર મથુર** ભાઈની દુકાનેથી હંમેશ મળશે. તથા બીજાં પુસ્તક પણ મળશે.